# રાજનગરની રમણી.

લેખક અને પ્રકાશક,

**મયારામ પ્રાણજીવન જોશી.**

મુ. કેરાળા, તાબા-કુંકાવાવ—કાઠિયાવાડ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦



કીંમત એક આનો.

જે માતા પિતાઓ પોતાની પુત્રીને કસાઇની રીતે ફક્ત પૈસાના
હેતુથી વૃદ્ધ, અપંગ, અજ્ઞાન, મુર્ખ વિગેરે વિશેષણ યુક્ત
પોતાની પુત્રીને માટે યોગ્ય નહિ તેવા પતિને હાથે
નિર્દય રીતે વેચે છે, તેવા મહામાંસના અહારી, રૌરૌ
નર્કના વાસીઓ કે જે તે અજ્ઞાન બાળકીના
પોતાને માબાપ કે વાલી કહેવડાવે છે, તેવાઓને
તથા તેમાં મદદરૂપ થનારા અને તેવી રીતે
વિક્રયથી કન્યા લેનારા નરપિશાચોને
એવા હેતુથી આ ન્હાનકડું પુસ્તક
હું અર્પણ કરૂં છું કે, તેઓ આ
પુસ્તક વાંચી તેવા પિશાચીકૃત્યો
કરતા અટકી બીચારી
અજ્ઞાન બાળાની જીંદગી
ધૂળ કરતા અટકે.



લેખક.

# રાજનગરની રમણી.

૧

રાજનગરની રમણી ચાલી પ્યારા પતિને પરણાવ.
પ્યારા પતિને પરણાવા હા, પ્યારા પતિને પરણાવા. રાજનગર૦ ૧
શૉક બ શૉક ઉભી કરવા બહુ વંશ વેલો વળી વીસ્તરવા.
મળી છાજીયું વળી કુટવા, ભરથારનું મન હિત ધરવા. રાજનગર૦ ૨
મીલકતનો વારસ કરવા, પીત્રાઇના હાથ નહિ પડવા,
નાની નવોઢા વહુ પરણાવી, બાળ જીંદગી ધુળ કરવા. રાજનગર૦ ૩
પૈસાનું પાણી કરવા વળી નૈતિક બળ બધું સંહરવા,
વરણ શંકર વેલો કરીને પતિ કૂળને હલકું કરવા. રાજનગર૦ ૪

૨

દિન દિવ્ય દિવસનો એક, રાતે રમણી કરે છે વિવેક;
તમે ડોસાને હું થઇ ડોસી, ગઇ ઉમ્મર આપણી પોંચી. ૧
નહિ સંતતિ થઇ જરાય. રહ્યા નિર્વંશ નામ સદાય;
મને એ નથી વ્હાલા ગમતું, બાળ વિણ ના દુઃખ સુજ સમતું. ૨
આ સંપત્તિ કોણ ભોગવશે ? વીણ વારસે સઘળું રઝળશે;
લડશે પિત્રાઇ, કોરટે જાશે. બધું બારિષ્ટરો ખાઈ જાશે. ૩
ધુળ ધાણીને થાશે વાપાણી, વાંઝીઆના માલની એ ધાણી
કેશે લોકને ગાળો ભણશે, લોભીલાલનું ધન રઝળશે. ૪

૩

હું તો પરણ્યો હતો તુંને વ્હાલી, નથી કીધી કંઇ ઓછી કમાણી;
સેવ્યા દેવને દેવી અનેક, ખરચ્યું દ્રવ્ય પણ રાખી વિવેક. ૧
નહિ સંતતી ભાગ્યમાં ભાળી, તેથી બેઠો છું હું મનવાળી,
થયાં આપણે બંને વૃદ્ધ. ભજો ભાવથી શ્રી પ્રભુ સદ્ધ. ૨
હવે નથી કંઇ કરવા વિચાર, કરો પ્રભુમય શુદ્ધ વિચાર;
દીયે મોક્ષ તણું એ દ્વાર, જેથી ઉતરીએ ભવ પાર. ૩
ધન કામ્યો છું ઢગલા બંધ, તેથી રાખો તે સાથે સંબંધ;
ગેર પાઈ ના ખરચો એક, જોતું વાપરો રાખી વિવેક. ૪

૪

વ્હાલા વાત સુણો એક મારી, તમે પરણોને બાળ કુંવારી;
તેને સંતતી થાશે સારી, પડે ઉમેદો પાર મારી. ૧
મને હોંશ રહી બાળ કેરી, પ્રભુ પુરી પાડે બીજી ફેરી;
પરંતુ પતિ બાળ રમાડી, લઉં આનંદ તેને જમાડી. ૨
મારી આવશે જો કોઈ શોક, તેથી રાખીશ ના હું રોશ;
કહોતો સ્વામીજી હું શોધી લાવું. રૂડા ગીત તમોને ગાઉં. ૩
મારા પતિનો જાય છે વંશ, નથી રહેલો પાછળ અંશ;
તેથી દુઃખ લાગે ઘણું નાથ, માટે લગ્ન કરો ફરી નાથ. ૪

૫

થયો વૃદ્ધ હું કાયના ચાલે, પડી કળચલીઓજ કપાળે;
મટી કાળા થયા ધોળા કેશ, વળી વરવો થયો સહુ વેશ. ૧
મારા ભત્રીજા છે ભડવીર, તેને માનીશ પુત્ર સમીર;

લઢે વઢે તોયે મારા તેહ, તેનો કીધો હું નિઃસંદેહ. ૨
વરવો મારગ નહિ તું બતાવ, નથી પરણવું બીજી વાર;
તેનું પરિણામ છે નહિ સારૂં, તેનું પરિણામ જાણો નઠારૂં. ૩
જોયા દાખલા છે મેં અનેક, સુખી સંસાર ના થયો એક.
બુઢ્ઢો મરેને બૈરી રાંડે. એતો બીજાનું જઇ ઘર માંડે. ૪

૬

નથી શોભતું નાથ આ તમને, નથી ગમતી વાત એ અમને
હશે કુળહીણુ જે કોઇ નારી, તેજ નીવડી હશે નઠારી. ૧
હું તો લાવીશ શોધીને સારી, પ્રેમે પરણોને બાળ કુંવારી;
થાશે સંતતી રહેશે સૌભાગ્ય, બધું નાશી જશેજ અભાગ્ય. ૨
માટે જ્ઞાનની ગોષ્ટિ ના કરતા, મારો વિચાર નહિજ ફેરવતા;
તમે જ્ઞાન કયાંથી લીધું આવું, નહોતું દેશમાં મેં કયાંઇ ભાળ્યું. ૩
આહીંની રૂઢી તો છે મેં ભાળી, કરે બે ચાર આઠેક નારી;
હોય દાંત નહિ એક મુખમાં, ઇચ્છે લગ્ન હોયે ભલે દુઃખમાં. ૪
શીર ધોળા થયા હોય કેશ, કરે લગ્નની ઇચ્છા હમેશ;
પોતા પાસે હોયે નહિ પાઇ, પણ લગ્નની ઇચ્છા સદાય. ૫
ભલે ખેતર વેતન વેચે, પણ લગ્નના પાટલે બેસે;
કરે નોકરી નાના પગારે, પણ નારીનો નેહ સંભારે. ૬
ભલે અષ્ટ મંગલ કોઇ લાવે, તેને ખુશીથી ઘેર પધરાવે;
નારી નારી ઝંખે નર સહુ, તમે સાધુ થયા શું કહું ? ૭
આ તો ગમતું નથી હવે નાથ, આપો રજા લઉં કામ હાથ;
શોધું રંભા સરીખી રમણી, ઉર્વશી સરીખી નમણી. ૮

૭

જા, જો દેશ સુંદર સૌરાષ્ટ, નહિ ઇચ્છા કરે કાઇ ભ્રષ્ટ;
એક થકી અધિક ના પરણે, ભલે હોય ગમે તે વરણે. ૧
હોય ભાગ્ય તો સંતતી થાય, એ છે કુદરત કેરો ન્યાય;
નથી વારસો કાઇ સમજતું, લેવા વારસો મન નથી કરતું. ૨
પાકી વયને પ્રભુ ભજે છે, બધો સંસાર મોહ તજે છે;
મળ્યો સૌરાષ્ટવાસી મહંત, તેણે આણ્યો મારો મોહ અંત. ૩
નથી તેં નર જેયા પ્રતાપી, તુંને મળ્યા છે સઘળા પાપી;
પણ પાપીની સંખ્યા છે અલ્પ, બાકી ભર્યા છે નીતિના ભકત. ૪

નથી કન્યા વિક્રય કાઇ કરતા, નથી વર વિક્રય આચરતા;
બધા નીતિના નીયમે ચાલે, ધર્મ મારગમાં બહુ મ્હાલે. ૫
પણ પાપીનીછે એક ટોળી, તેણે દેશની નીતિ બોળી;
તેણે દેશ કીધો બદનામ, ઇચ્છયું ખાવાને લેવા હરામ. ૬
તેણે નીજ સ્વાર્થના કાજ, કીધો વિસ્તિર્ણ નીજ સમાજ,
ભોળા લોકને ભોળવી લાવે, તેના કુળનું નામ બોળાવે. ૭
વળી સમય દુઃખ દીએ છે, તેથી અનીતિ આશ્રય લે છે;
પણ એ સઘળા કરી બાદ, જો તું નીતિ ને ધર્મ આબાદ. ૮

૮

તમે જીત્યાને નાથ હું હારી, પણ પરણોને બાળ કુંવારી;
રાખો વંશ વેલો વિસ્તાર, જેથી સ્વર્ગનાં ઉઘડે દ્વાર. ૧
મારે પરણાવવા છે તમને, શોક વિણના ગમતું અમને;
કરે ચાકરી સુંદર રીતે, દીએ વારસ પુરણ પ્રીતે. ૨

રાખો એટલું મારૂં માન, કરો નાથ નહિ અપમાન;
જો ના લગ્ન તણી તમે કહેશો, મોકલું પિયર હું સંદેશો. ૩
નહિ અન્ન લઉં તીહાં સુધી, દઉં દેહને તુરત મુકી;
કરૂં પ્રાણ તણો હું ઘાત, માટે લગ્ન તણી કહો વાત. ૪

૯

તહારી હોય જો ઇચ્છા, કરી દે લગ્ન ખુશાથી:
પરંતુ લગ્ન નહિ મનમાં, કહું છું પૂર્ણ દુઃખેથી. ૧
રઝળશે નાર એ કુમળી, જશું મુકી જહાનમમાં:
જશે એ પૂર્ણ યુવામાં, થશે વિકાર બહુ મનમાં. ૨
હશે મમ ડાધી ડગમગતી, નહિ આંખે જરા સુઝે,
જશે સહુ શક્તિ તે વારે, નહિ કોઇ કદર બુઝે. ૩
થશે નવલી નવોઢા એ, ધ્રુણાવી ધરતીને ચાલે;
ચડી વિકારના વમળે, પછી સ્વછંદમાં મહાલે. ૪

૧૦

કરો વિચાર ના અવળા, કરો વિચાર સહુ સવળા;
કરે એ ચાકરી મારી, નવોઢા નાર રૂપાળી. ૧
તમોને સુખ એ દેશે, તમારા દુઃખ એ લેશે;
પ્યારા પુત્ર સાચવશે, પતિવ્રત ધર્મ આચરશે. ૨
ગણીને પ્રાણથી પ્યારા, જપી તમ નામની માળા;;
જમાડી એ જમે વ્હાલા, પછી શીદ થાવછો કાલા. ૩
વળી ધન માલ સાચવશે, નકામી પાઇ ના ખરચે:
પછી શીદ દુઃખ માનો છો, સદાનું સુખ માનો તે. ૪

## ૧૧

પ્રેમ થકી પરણાવીઓ, મન ધરી બહુ હુલ્લાસ;
બાર વરસની બાળકી, સાઠ બે વયનો નાથ. ૧
ગોળ મહીંથી ગોતીયું, સુંદર સ્વરૂપ રતન;
ખવરાવી પીવરાવીને, કરીયું રૂડું જતન. ૨
પુત્રી તણા પિતાજીએ, લીધા પચીસ હજાર;
સમજાવ્યું સહુ જ્ઞાતિને, છે કન્યા દાન વિચાર. ૩
પરણી વર પાછા વળ્યા, આવ્યા ઘર મોઝાર;
નારી ઘર નીજનું કરી, કરે નીત્ય વિચાર. ૪
બુઢ્ઢો બેઠો બારણે, બુઢ્ઢી બેઠી બહાર;
નવલી નવોઢા નારી એ, પેઠી ઘર મોઝાર. ૫
ધીમે ધીમે જામીયું, નવી નારીનું જોર;
વયમાં પણ વધતી ગઈ, આવ્યું જુવાની જોર. ૬
કારભાર કર ધરી અને નચવી બુઢ્ઢી નાર;
વળી નચવા ભરથારને, કીધો મન વિચાર, ૭
બુઢ્ઢો ને બુઢ્ઢી વળી, માને તેનું વેણ;
સુખી રાખવા નારને, થાયે ના દુઃખ દેણ. ૮
પ્રમદા પથ પાપે પળી, ધરી નીતિ પર કાપ;
પ્રેમ થકી આરંભીઆ મહા પાપમાં પાપ. ૯
થનગન થનગન થઈ રહ્યું, નવું લોહી નવ જોર,
કામદેવ રંઝાડતો કરતો શોર બકોર. ૧૦
વિહ્વળતા વિરહે રહે, કરી યાર શું નેહ;

ઘરમાં ઘડીના ગોઠતું, રહે બુઢ્ઢાથી કુનેહ. ૧૧
સુંદર શણગારો સજે, કરે કાજળ પર કેર;
અત્તરનું અલબેલી એ વાળે મોટું વેર. ૧૨
ચાર વરસ ચાલ્યા ગયા થઇ બાળા વરસે સોળ;
છાસઠ વરસ પુરા કર્યા, બુઢ્ઢો નંદ કીશોર. ૧૩
કલપ દઈ કાળા કરે, શીર મુછોના વાળ;
પણ બુઢ્ઢો બુઢ્ઢો સૌ કહે, ભલે સજે સોળ શણગાર. ૧૪
નીત નીત ચાળા આદરે, નીત નીત કરે પ્રયાસ;
નીજ જુવાની જણાવવા, ધરે મોટો અભિલાષ. ૧૫
પણ ક્ષીણથઈ શક્તિ ચાલીઓ,ન ચાલ્યું ક્રત્રિમ જોર;
પ્રયાસ સૌ પ્રફલે થયો, ન થવાયું નંદ કિશોર. ૧૬
સોળ વરસની સુંદરી, સજે સોળ શણગાર;
રંભા કે ઉર્વશી સમ, દીસે નવલી નાર. ૧૭
રૂમઝુમ રૂમઝુમ ચાલતી, હંસ ગતિની ચાલ;
થનગન થનગન નાચતી, દીસે ઝાકઝમાળ. ૧૮
ફેશનની પ્રીશીઆરીમાં, ફસાઇ નવલી નાર;
અપ-ટુ-ડેટ બની બધે, ફરતી શહેર મોજાર. ૧૯
પગ પાળે ચાલે નહિ, કરે ન હાથે કામ;
નફ્ફટ થઈ નવરી ફરે, ખરચે ખોટા દામ. ૨૦
બુઢ્ઢી મનમાં કળકળે, બુઢ્ઢો કરે વિચાર;
ડાહ્યો નર સમજી રહ્યો, મનની મન મોજાર. ૨૧
નવલી નારને મારવા, કરૂં કદીક વિચાર;

ફજેતી છે ફળીઆ મહિં તે જાશે શહેર મોઝાર; ૨૨
એવું સમજી ચૂપ રહી ન બોલે વરવું વેણ;
નવલી સાથે હળીમળી, ગયો, ન થયો દુઃખ દેણ. ૨૩
નવલી નવોઢા માગતી, જે જે સુંદર ચીજ;
પૈસાનું પાણી કરી, કરી દેતો તજવીજ. ૨૪

## ૧૨

ભલા ભરથાર લાવી દો, મ્હારા કાજ મોટર તો,
બની હું ફાંકડી ફરવા, તમારી સાથ આવું તો. ૧
નથી મોટર વિના ગમતું, નથી મન શાન્ત થઈ સમતું;
સદાને માટ મોટરમાં રહે છે દીલ આ ભમતું. ૨
થઈને ડ્રાઈવર બેસું, તમે થઈ શેઠ મહીં બેસો;
પછી ગુલામ થઈ રેશું, છતાં શું લાવીના દે શો ? ૩
ફરે છે મોટરો જ્યાં ત્યાં, બધા ઘર મોટરો છે હા;
છતાં શું આપણે ઘર ના, નહિ કહેવાય સ્વામી ના. ૪

## ૧૩

અરે થઈ ગાંડી કે ઘેલી, કે અક્કલ ગઈ બધી મારી,
કરંતા માગણી આવી, શી જીવ્હા ઉપડી તારી ? ૧

## ૧૪

થઈ રકઝક પછી ભારે, લડયા એ નાથને નારી,
પરંતુ જીતી ગઈ નારી, ગયા એ શેઠજી હારી. ૧
ખરીદી ખાંતથી લાવ્યા, મનહર મોટર સુંદર;

૧૧

અપ-ટુ-ડેટ બની જાતા, સદાએ સહેલની અંદર. ૨
ધરીને આંખપર ચશ્મા, પહેરી બુટ એડીના;
લજાવી કુળને ચાલ્યા, થઇ કીંમત અધેલીના. ૩
પહેરી પારસી સાડી, ગઇ એ પોલકું ભાળી,
સજ્યો શણગાર સહુ તેનો, છતાં ના શાન્ત થઇ ભાળી. ૪
કરે નીત નીત નવા ચાળા, ન છાજે કુળ ધરને જે,
છતાં દે કોઇ શિક્ષણ તો જરા ના ધ્યાન પર એ લે. ૫
રસોયાથી રસોઇ થાતી, ન દીલમાં કાંઈ ગભરાતી,
રખાવ્યા દાસને દાસી, સદા રે' મસ્ત મદમાતી. ૬
બળીજાતી હતી બુઢ્ઢી, છતાં ના કામ કંઇ આવે,
છતાં પપડાટ એ કરતી, છતાં ના કાંઇ તે ફાવે. ૭

૧૫

આવ્યું કોલેરૂં ને કાળ આવ્યો, શેઠ સ્વર્ગ દિશેજ સીધાર્યો;
પછી મોકળ થઇ મદમાતી. ચાલે નિર્ભય કાઢી છાતી. ૧
શેઠ મૃત્યુંનું દુઃખ ના થયું, ઉલટું મન સાલતું ગયું;
રહી બુઢ્ઢી એ દુઃખડા જોવા, નીત્ય ઉઠીને રાગડે રોવા. ૨
તેણે દુઃખ અનોધું જોયું, સુખ હતું તે સઘળું ખોયું:
તેણે માન્યું'તું ચાકરી કરશે નવી આવીને દુખડા હરશે. ૩
પડી ડોશી બેઠી ઝખ મારે, બેઠી બેઠી એ વાત વિચારે:
સુણ્યું સ્વામીનું નહિ કંઇ વેણુ, તેથી મારે થયું દુઃખ દેણુ. ૪

૧૬

મહા ભોગવી એકદા ભારે, પછી બુઢીએ મુઇ અકાળે
પડ્યું શેઠાણીને સઘળું સાનળું, હતું જે કાંતે ગયું અવળું. ૧

તેણે મનમાં મહાસુખ માની કીધા તર્ક બહુ અનુમાની,
નિત્ય સ્વછંદાચાર શું રમતી, નિત્ય સુંદર ભોજન જમતી. ૨
તેણે માન્યું અવીચળ સુખ, જાણે આવશે ના કદી દુઃખ;
પણ સ્વછંદે જે કોઈ મ્હાલે, તેતો દુઃખના દહાડા ભાળે. ૩
નીત નીતિને આશ્રય દેજો, અનીતિને નમસ્કાર કેજો;
ઇચ્છા હોય જો કંઈ સુખ લેવા, નીતિ નામના ચાખજો મેવા. ૪

૧૭

આવ્યા રમણીના સહુ ભાઇ, દાદા, કાકા અને પિત્રાઇ,
જાય રમણીને ફોસલાવી, દગલા બંધ ધન કઢાવી. ૧
વળી યાર વિવેક વિશાળ, લેતો નીત નીત ધન અપાર,
એની આવીને રોકડ લેતી, સંગ સાહેલીને પણ દેતી. ૨
લોભી લાલના જે પિત્રાઇ, લડયા વારસા સારૂ લડાઇ;
ગયા ચાલી વરસ એમ ચાર, રમણી રમતા થયા તે વાર. ૩
ગયા ધન મીલકત પરવારી, ઉભી થઇ રહી એકલી નારી:
નિરાશ્રિત થઇને નમણી, બેઠી લમણો ઝાલી રમણી. ૪

૧૮

ધીક ધીક વિક્રય કરનારા, ધીક બીક્ષીના ફેવા લેનારા,
મડા સાથેજ મીંઢોળ બાંધી, કીધું જીવતર સર્વ અભાગી. ૧
રંભા ઉર્વશીને જે લજાવે, તેનું જીવતર એળે કરાવે:
એવા પાપી પિતાને ધિઃકાર, ધીક વિક્રયના કરનાર. ૨
વેચી માંસને ધન ગ્રહે છે, વ્હાલી દીકરીને તે ચહે છે,
નહિ પેટની પુત્રીને વેચે, પણ ઉલટું દાનજ દેછે. ૩

૧૩

શોધે ભાગ્ય હિણો ભરથાર, ધન સંગ્રહવા દરકાર;
કરે પુત્રીની ના પરવાર, ધીક વિક્રયના કરનાર. ૪

૧૯

તુને ધિઃકાર ધિઃકાર સત ધિઃકાર છે રે
તું ને ધિઃકાર ધિઃકાર૦ ટેક૦
પેટ તણી પુત્રી વેચીને, મહા માંસથી પેટ ભરીને;
શું ફુલ્યો છો દુષ્ટ કહે, વિચારમાંરે, તુંને ધિઃકાર૦ ૧
નીજ વીર્યનું પકવી પ્યારૂં, બાળકડું સુંદર બહુ સારૂં.
વિત્તના કાજે ફેંકયું તેં અંગારમાંરે, તુંને ધિઃકાર૦ ૨
બાપુ બાપુ કહી બોલાવે, પ્રેમથકી પોતે ખવરાવે,
તેને રેંસી ખાવા ચાલ્યો તું ધિઃકાર છેરે–તુંને ધિકાર૦ ૩
બાળકડીનો જે ભવ બાળે, જાત નાત કુળ નહિ નિહાળે;
પ્રભુ તું તેને દેજે ફેંકી રૌરૌ ખાણમાંરે. તુંને ધિઃકાર૦ ૪

૨૦

સુણ સુધારાના સરદાર, દેશના હાઝક ઓ!
આ દુષ્ટ રૂઢી અટકાવ, „ ૧
કરે વિક્રય ના કંઇ કોઇ, „
પ્યારી પુત્રી ના વેચે કોઈ, „ ૨
વર વિક્રય પણ અટકાવ, „
વડી ઉમ્મરે લગ્ન કરાવ, „ ૩
નથી જોતી પુનઃલગ્ન રીત, „
એ રીત કરે વીપરીત, „ ૪

૨૧

નીત્ય નીતિનો મંત્ર સુણાવ, ઓ મ[illegible]
ઝટ અનીતિને અટકાવ, ,, ૧
તજી પોતાપુંજીની રીત, ,,
કંઇક ચાહ્ય પ્રજા હિતચીત, ,,
તજી વૈભવ દે મહારાજ, ,,
કર ઉપદેશ ગુરૂરાજ, ,, ૩
ચેલા ખાય વેચી નીજ બાળ, ,,
તારૂં વિત્ત વૈભવમાં તણાય, ,, ૪

૨૨

ગુરૂ ત્રણ પ્રકારના હોય, ઓ ગુરૂરાજ સુણો.
પત્થર, પાનને કાષ્ટ સમોય, ,, ૧
પત્થર ડુબેને આશ્રિત ડુબાડે, ,,
એવા ગુરૂને સર્વ ધિઃકારે, ,, ૨
પાન ડુબાડીને તરે ઉપર, ,,
એવા ગુરૂને જુતીઆ મોં પર, ,, ૩
કાષ્ટ તરે અને વળી તારે, ,,
એવા ગુરૂને સર્વ સ્વિકારે, ,, ૪

૨૩

મારી અરજ આટલી આજ, સ્વરાજ્ય હિમાયતી.
લીઓ ધ્યાન વિશે મહારાજ, ,, ૧

## ૧૫

કરો વિક્રયનો વિધ્વંશ, ,,
જેથી નીવડે સુંદર વંશ, ,, ૨
જે નર પુત્રી વેચીને ખાય ,,
તેનું મુખડું કેમ જોવાય. ,, ૩
તમારે આટલી મારી અર્જ ,,
છે ધ્યાનમાં લેવાની ફર્જ, ,, ૩

## ૧૬

મરજ્યો મરજ્યો એ માતને તાત, ગૈ રૈ પડજ્યો રે,
રહેજ્યો રીબાતા દિન રાત, ભૂખે મરજ્યો રે; ૧
મારો એળે કીધો અવતાર, ગૈ રૈ પડજ્યો રે,
મારો શ્રાપ છે એ કિરતાર, ભૂખ્યે મરજ્યો રે; ૨
મારૂં જોબનીયું ભરપુર, ભૂસી માર્યું રે,
સોંપી વૃદ્ધ પતિને, ક્રૂર, જીવતર બાળ્યું રે; ૩
મારૂં રંભા સરીખું રૂપ, હાય રોળાવ્યું રે.
મઇ દામને નાખી કૂપ, નીતિ બળ ટાળ્યું રે; ૪
હાય હાય, મારા અભિલાષ, ધૂળ રોળાયારે;
નૈતિક ગુણને બદલે હાષ, દોષ ગવાયારે. ૫
મને પાપાઃ દ્રષ્ટિએ લોક, થોક નિહાળે રે,
પ્રભુ પહોંચાડજે પરલોક, ચડી ઝટ વ્હારે રે; ૬
મારા માત પિતાનો વંશ, વેલો જાજ્યો રે,

નહિ રહેજ્યો જરા પણ અંશ, વિધ્વંશ થાજો રે; ૭
એની બહોંતેર પેઢીએ આજ, રૈ રૈ જાજ્યો રે,
તપે ચંદ્ર સૂર્ય મહારાજ, (ત્યાંસુધી) જન્મ ન થાજો રે: ૮
દઉં છું હું એને શ્રાપ અંતર શુદ્ધથી રે
દુઃખે ડુબજ્યો માને બાપ, કહું છું બુદ્ધથી રે. ૯

સમાપ્ત.

'વસંત' પ્રી. પ્રેસમાં ચીમનલાલ ઈશ્વરલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.